## નહાન નહવાડવાની ક્રિયાની બાબદ.

પ્રથમ બરસનુમનો ધણી મોબેદ ખુબ સાથે આલાતો લઇને યાને પીવાની નીરંગદીન, ચોપડવાનો નીરંગ, આવ, ભશમ, રેતી, અને દાડમની પાંદડી વગેરે લઇ, તેની ઉપર પીછોડી ઢાંકી જે મરદ અથવા ઓરત નહાન નાહવાનાં હોય ત્યાં જાય; ત્યાં જઇને પવિત્ર જગો હોય ત્યાં એક ખુમચામાં સઘળા આલાતો મુકી તેની આસપાસ ચોતરફથી રેતીની પાવી કહાડે અને એક બીજી પાવી એલાહેદી મલાહજાભરેલી જગોએ કહાડે, અને તેની અંદર ત્રણ પથર મુકે. પછી પેલો મોબેદ કુશતી પાદીઆબ કરીને એક પાણીનું મ્હોટું વાસણ અને એક કળસ્યો લઇ કુવા ઉપર જઇ ચોખાં કરી પાણી ભરી લાવે. પછી બે પ્યુલીઆં લઇ પેલી આલાત મુકેલી જગ્યામાં મુકે અને પદાંન બાંધીને પેલાં બન્ને પ્યુલીઆંને પાવ કરે અને આતશ આગળ સુકવે. પછી એક પ્યુલીઆંમાં પીવાની નીરંગદીન થોડી રેડે અને તેમાં જરા ભશમ નાંખે અને બીજા પ્યુલીયાંમાં ચોપડવાનો નીરંગ કાહાડે; પછી વાસણ અને કળસ્યો બન્ને પાવ કરીને તેમાં આવ નાંમે અને જે માણસ નહાન નાહાવાનું હોય તેને કુશતી પાદીઆબ કરાવીને તેને ત્રણ પથરા મુકેલી બીજી પાવીમાં બેસાડે અને તેનાં હાથમાં કપડાંનું યા સુદરેહનું પેવંદ ધરાવે અને દાડમની પાંદડી તેનાં હાથ ઉપર મુકીને "ઇથા આત યજમઇદે"ની નાની બાજ ધરાવીને તે પાંદડી ખવાડીને રસ ગળીને છુંછો થુંકી નખાવે અને મોહડું સાફ કરાવે. પછી પેલો મોબેદ પીવાની નીરંગદીનનું પ્યુલીઉં લાવી અતરંગ તેના હાથ જે ઉપર પેવંદ કીધેલું હોય તેની ઉપર મુકે અને તેને બાજમાં બોલાવેઃ—"ઇન ખુરમ ઇન પાકીએ તન ચોજદાસરે રવાન રા." ત્રણ વખત બોલાવતાં દરેક વેળા થોડો નીરંગ પીવાને કહેવું. એ પ્રમાણે ત્રણ વખત નીરંગ પાને પ્યુલીઉં દુરથી એલાહેદી જગો ઉપર નાંખે, પછી તેને બાજ મુકાવે 'અષેમ વોહુ' (૪) 'યથા અહુ વઇરયો' (૨) 'અંષેમ વોહુ' (૧) અહુમાઇ રએશચ; હજંઘરેમ; જસ મે; કેરફેહ મોજદ—પઢીને કુશતી કરાવે. પછી તેને પતેત કરાવે અને પતેત પુરી કરી રહેવા પછી તેને પેલા ત્રણ પથર ઉપર ઉભો રાખીને 'ખષનઓથર અહુરહે મજદાઓ અષેમ વોહુ' (૧) પઢાવીને કપડાં છોડાવે અને તે કપડાંને પાવીની બાહેર એલાહેડાં મુકાવે. પછી તેને પથર ઉપર બેસાડીને બાજ આપે. માથાં ઉપર જમનો હાથ મુકાવીને પઢાવે અષેમ વોહુ (૩). ફ્રવરાને મજદયસનો જરથુશતરીશ વીદએવો અહુર-તકએષો [જે ગેહ હોય તે પઢે.] ફ્રસસતયએચ. સરઓષહે અષયેહે તખમહે તનુ-માંથરહે દરષી દરઓશ આહુઇરયેહે, ખષનઓથર યસનાઇચ વહમાઇચ ખષનઓથરાઇચ ફ્રસસતયએચ, યથા અહુ વઇરયો જઓતા ફ્રા મે મરૂતે, અથા રતુશ અષાતચીત હચ ફ્રા અષવ વીધવાઓ મરઓતુ. અહુનેમ વઇરીમ તનુમ પાઇતી, યથા અહુ વઇરયો (૧) કેમ ના મજદા આખી પઢે [જ્યાં સુધી પઢીને મુગો બેશે] પછી પેલો મોબેદ ચોપડવાનાં

નીરંગતું ફુલીઉં લાવીને નવગરેહ જમણા હાથમાં પકડીને પેલાં ફુલીઆંમાંથી ત્રણ મરતબે ચમચાએ કરીને નીરંગ આપે અને તે નહાન નહાનારને ત્રણ મરતબે સારી પેઠે પોતાનાં આખાં શરીર ઉપર ચોપડવા કહે અને નીરંગ ચોપડી રહ્યા પછી પેલો મોબેદ રેતી લાવીને નવગરેહના ચમચાએ કરીને ત્રણ મરતબે તે નહાન નાહાનારને આપે. તે શખસ તે રેતી ત્રણ મરતબે પોતાનાં શરીર ઉપર ચોપડે અને પેલો મોબેદ આવનો કળસ્યો લાવીને તેમાંથી ત્રણ મરતબે નવગરેહનાં ચમચાએ કરીને આવ. આપે અને તે શખસ ત્રણ મરતબે પોતાનાં શરીર ઉપર આવ ચોપડે, પછી તે મોબેદ નહાન નહાનારનાં પહેરવાનાં સોજાં કપડાં ઉપર આવનું પાણી જરા છાંટે પછી તેના હાથ ધોવારીને પેલું આવનું કાંહારણું લઇને પોતાને છાંટા નહીં લાગે તેમ તેના શરીર ઉપર ત્રણ મરતબે નાંમે અને સઘલું આંગ ધોવારે. પછી તે શખસ પોતાનું આંગ નુંછીને કપડાં પેહેરે અને ખાંધ ઉપર કુશતી મુકે અને મોબેદ તેને બાજ મુકાવે એટલે મોહોડેથી પઢાવે **'નેમસચા યા આરમઇતીશ ઇજાચા, નેમસચા યા આરમઇતીશ ઇજાચા, નેમસચા યા આરમઇતીશ ઇજાચા, યથા અહુ વઇરયો (૨). યસનેમચ વહુમેમચ અઓજસચ જવરેચ આફરીનામી, સરઓષહે અષયેહે, તખમહે, તનુ-માંથરહે, દરષી-દરઓશ, આહુઇરયેહે. અષેમ વોહુ (૧). અહુમાઈ રએશચ; હજંઘરેમ; જસ મે; કેરફેહ મોજદ; અષેમ વોહુ (૧)** 'અહુરમજદ ખોદાએ' પઢીને કુસ્તી કરે એટલે નાહાન નહાવાની બાબદ સમાપ્ત થઇ.



## રીમન નહવાડવાની ક્રિયા.

નહવાડવાની જગો એલાહેદી હોવી જોઇએ અને તે જગો ઉપર માણસનું ઘણું કરીને આવવું જવું કમ હોય, અને તે જગ્યાએ ઘણું કરીને સુરજની રોશની પડતી હોવી જોઇએ. હમેશાં રીમન નહવાડવાને માટે જે આલાતો વાપરે તે તેજ કામને માટે એલાહેદા રાખવા જોઇએ. બરસનુમવાળો મોબેદ મ્હોટી મીનો નાવરની ખુબ કરીને યા પાંચ તાએની ખુબ કરીને રીમન નહવાડવા જાય, પણ રીમન નહવાડયા પછી તેની ખુબ સાબેત રહે નહીં અને તે ખુબે કાંઇ પણ બીજો અમલ કરી શકે નહીં. મોબેદ રીમન નહવાડવાને માટે જાય તે પોતાની સાથે આલાત લઇ જાય તેમાં દાડમની પાંદડી અને પીવાની નીરંગદીન અને ચોપડવાનો નીરંગ અને ભશમ અને આવ અને ચમચો બાંધેલી, બનતાં સુધીની લાંબી લાકડી સાથની નવગરેહ, બે ફુલીઆં અને એક કાહારણું, એક કલસીઓ અને એક ઇંડાનું કોટલું તથા પોતાની સાથે એક બીજું ફાલતું માણસ લઇ જાય. તે મોબેદે રીમન નહવાડવાની જગોએ પ્રથમ તપાસી જોવું કે ખુરશેદ કઇ તરફ છે, કારણ કે રીમન માણસનો ઓલો યા પડછાયો પેલા રીમન નહવાડનાર ઉપર પડે નહીં તે રીતે તપાસીને પાવીઓ કહાડવી તથા પવન કયાંથી ફુકે છે તે પણ તપાસવું જોઇએ કારણ કે પેલા રીમનની તરફથી મોબેદની તરફ પવન

નહીં ફુંકે તેવી રીતે તપાસી પાવીઓ કહાડવી. એવી ચોકસાઇ કરીને પછી રેતી લઇને તે જગો ઉપર નીચેના નકશા પ્રમાણે સાત પાવી મ્હોટી કહાડવી અને તે પાવીની બાજુ ઉપર વચમાંથી બીજી બે પાવી કહાડવી અને તે રીમનને નાહાવાને માટે એક એલાહેદી જુદી પાવી દુરથી કાહાડવી અને તેમાં ત્રણ પથરા મુકવા.

અહીં રીમન માનસ બેસે.

ખાલી રાખે.

ખાલી રાખે.

ખાલી રાખે.

હયાંથી નીરંગ, રેતી અને આવ આપે.

હયાં સઘળા આલાત મુકી મોબેદ બેસે.



રીમનને નાહવાની જગો.

દાડમની પાંદડી તથા પીવાનો નીરંગ મુકે.

હાં જોતી ઉભો
માસીમ ઉભો રહે

રીમન નહવાડનાર મોબેદ પોતાના આલાતો લઇને પાવીમાં મુકી કુશતી પાદીઆબ કરી પેલું કાહારણું અને કળસ્યો ચોખ્ખો કરીને કુવામાંથી ભરી લાવી પાવીમાં મુકીને ઇજાર પેહેડી પદાંન બાંધીને પેલાં બન્ને પુલીઆં પાવ કરી તડકાંમાં સુકવીને એકમાં પીવાની નીરંગદીન નામી તેમાં જરા ભશમ નાંખે અને બીજાં પુલીઆંમાં ચોપડવાનો નીરંગ ધણો નામે. પછી પેલું કાહારણું અને કળસ્યો પાવ કરીને તેમાં આવ નામે. પેલાં ઇંડાંનાં કોટલાંને તડકામાં સુકવીને પોતે મુગો પોતાની પાવીમાં બેસે, પછી જે માણસ રીમન હોય તે દુર એલાહેદી જગોએ જઇ ખાડો ખોદીને પોતાનાં શરીર ઉપરનાં સઘળાં કપડાં કહાડીને તે ખાડામાં ડાટે. પેલું ઉપરવાળું ફાલતુ માણસ દુરથી તેને ઇસારત કરીને તેની બેસવાની પાવી દેખાડે તેમાં બેસે. તે વેળા ફાલતુ માનસે પણ તેની આગળ જતાં યા તેને ઇશારત કરતાં ધણી ચોકસાઇ રાખવી કે તેનો ઓળો પોતા ઉપર પડે નહીં યા તેની તરફનો પવન પણ પોતાની તરફ ફુંકે નહીં. પછી પેલો મોબેદ દાડમની પાંદડી અને પેલાં પુલીઆંમાંથી પીવાનો નીરંગ લઇને પેલાં ઇંડાંનાં કોટલાંમાં નામીને બાહેરની બાજુ તરફની પાવીમાં લઇ જઇને મુકે જ્યાંથી પેલું ફાલતુ માનસ લઇને રીમનની પાસેની પાવીમાં મુકીને દુરથી ઉભો રહીને તેને પેહેલાં દાડમની પાંદડી ખાવાની ઇસારત કરે. પછી તે રીમન માણુસ કાંઇ પણ પઢયા યા બોલ્યા વગર મુગે મોહોડે પાંદડી ખાઇ રસ ગળી છુંછો થુકી નાંખે. પછી વળી પેલું ફાલતુ માનસ તેને નીરંગ પીવાની ઇસારત કરે અને તે રીમન માણુસ કાંઇ પણ પઢયા યા બોલ્યા વગર મુગે મોહોડે તે કોટલામાંથી ઉંચેથી નીરંગ મોહોડામાં ત્રણ વખત નાંમીને પીએ, પછી તે ઇંડાંનાં કોટલાંને ભાંજી ભુકો કરી તે જગોએ થોડો ખાડો ખોદીને ડાટે યા તો ત્યાંથી ઉઠીને બીજી જગો ઉપર જઇને જ્યાં ઉજડ જગા હોય ત્યાં લઇ જઇને ડાટી પાછો આવીને પોતાની પાવીમાં બેસે. રીમન નહવાડનાર મોબેદ ચોપડવાના નીરંગનું પુલીઉં ડાહબા હાથમાં લઇ અને જમણા હાથમાં નવગરેહ લઇને પોતાની જગોથી ત્રીજી પાવિમાં જઇને ઉભો રહે, જે વેળા ફાલતુ માનસ દુરથી પેલા રીમન માનસને નીરંગ લેવાની ઇસારત કરે જ્યાં તે રીમન લાંબો હાથ કરે અને પેલો મોબેદ નવગરેહના ચમચાએ કરી ત્રીજી પાવીમાંથી તેને ચોપડવાનો નીરંગ પંદર વખત એવી તરતીબથી આપે કે પેલા નવગરેહનાં ચમચાની નીરંગની ધાર તે રીમનનાં હાથ સાથે એક થઇને લાગે નહીં અને તે રીમન પંદર વખત નીરંગ લઇને ધીમે ધીમે સારી પેઠે પોતાના શરીરનાં સઘલા સાંધાઓ ઉપર ચોપડે. પછી મોબેદ પોતાની આલાતવાળી પાવીમાં આવીને રેતી લઇને પાછો ત્રીજી પાવીમાં જઇને તેને પંદર વખત રેતી આપે તે રેતી પણ ઉંચેથી તેના હાથ ઉપર ચમચાએ કરીને નાંખે અને તે રીમન પંદર વખત રેતી લઈને સારી પેઠે પોતાના શરીરનાં સઘળા સાંધાને ચોપડે. પછી વળી મોબેદ પોતાની આલાતવાળી પાવીમાં આવીને આવનો કળસ્યો લઇને ત્રીજી પાવીમાં જઇને નવગરેહના ચમચાએ કરી પંદર વખત આવ ઉપલીજ તરતીબથી આપે અને તે રીમન ઉપલીજ

રીતે પોતાનાં શરીરનાં સઘળા સાંધાઓ ઉપર નાંખે અને એ નીરંગ અને રેતી આવ એકદમ તેને આપે નહી પણ એક વખત આપે અને તે પોતાનાં શરીરને ચોપડી રહેવા પછી બીજી વખત આપે એ પ્રમાણે પંદર વખત ચોપડે અને પંદર વખત આપે. તે પછી પેલો મોબેદ પોતાની આલાતવાળી પાવીમાં આવીને આવનું પાવ કહારણું લઇને બાહેરની બાજુની પાવીમાં લઈ જઇને મુકે એટલે પેલો ફાલતુ માનસ આવીને તે કાહારણું લઇને તે રીમનને નાહાવાની જગો ઉપર જઇને બેસવાને માટે દુરથી ઇસારત કરે, પછી તે રીમન પાવીમાંથી ઉઠીને પોતાને નાહવાની જગો ઉપર જઇને બેસે. તે પછી ફાલતુ માનસ પેલું આવનું કાંહારણું આસતેથી પોતાને તેના છાંટા નહીં લાગે તેમ ત્રણ મરતબે ધીમે તે રીમનનાં શરીર ઉપર નાંમે અને તે રીમન સારી પેઠે પોતાનું શરીર ધોઇને સાફ કરે. પછી પેલો ફાલતુ માણસ કપડાં આપે તે કપડાં પેહેરી '**કેમ ના મજદા**' પઢી કુશતી કરે એટલે તે પવિત્ર થયલો ગણાય.



## હેરબદ અથવા નાવર કરવાની ક્રિયા.

જે મોબેદના છોકરાને હેરબદ કરવો હોય તેને તેની પાંચ વખત ફરજયાત અને બંદગી કરવાના સઘળા અવસતા શિખવી યજશને, વીસપરદ, સીરોજા અને દરૂન ઇજવાનાં અને આફરંગાન કરવાના અવસતા શીખવવા. એ પ્રમાણે શીખવ્યા પછી તે હેરબદ થનાર છોકરાનાં માથા ઉપર ચાલીસ દહાડાના બાલ થયા પછી તે પેહેલાં તેને પોતાનાંજ તન પાકનું નવ રાતનું બરસનુમ આપવું અને તે બરસનુમમાંથી પરવારયા પછી જે મરદ યા ઓરતને નામનો હેરબદ થવાનો હોય તેને નામનું ફરીથી બીજું નવ રાતનું બરસનુમ આપવું અને દસમે દહાડે તેને નહવાડી પવિત્ર કરીને એલાહેદી પાક જગોમાં રાખવો કે ત્યાં રહીને સઘળા પ્રકારની પવિત્રાઇ રાખી પાંચે વખતની બંદગી કરે અને બાજ ધરી ચોખું ખાણું ખાય અને છ દહાડા સુધી ત્યાંજ રહે અને દસમે દહાડે તે બરસનુમમાંથી પરવારે. તે દહાડેથી બે બરસનુમવાળા મોબેદો દરેમેહેરમાં જઇ જેને નામે તે છોકરો હેરબદ થવાનો હોય તેની નૈયતે ક્રિયાકામ શરૂ કરે. તેમાં પેહલે દહાડે એક મોબેદ પાંચ તાએની ખુબ કરી એલાહેદો પોતે હોમ ગાળી પોતાના સાથીને મીનો નાવરની ખશનુમનથી યજશને કરાવે. તે મોબેદ યજશનેથી ફારેગ થયા પછી પોતે દરૂન લઈ બાજ ઇજીને ખાણું ખાય અને ઘણી પવિત્રાઇથી યજશનેનાં અમલને સંભાળી રાખે. તેને પેહલો ગેવરો કહે છે—હવે એ યજશનેનો અમલ રાખનાર પેહલો મોબેદ બીજે દહાડે પોતે નવેસરથી એલાહેદો હોમ ગાળી બીજા મોબેદને મીનો નાવરની ખશનુમને યજશને બેસાડે. તે મોબેદ યજશનેથી ફારેગ થયા પછી પોતે જુદા દરૂન લઇ બાજ ઇજીને ખાણું ખાય અને પવિત્રાઇથી તે યજશનેના પોતાના અમલને સંભાલી રાખે અને

કોઈ બીજા મોબેદની ક્રિયા અને આલાત સાથે આમીખતેહ નહીં થાય. એ પ્રમાણે ૭ દહાડા સુધી આંમણસાંમણ યજશનેનો અમલ કરીને પવિત્રાઈ રાખે અને અગત્ય પડે તો પોતાની સાથે બીજા મોબેદને યજશનેનો અમલ કરાવી રાખે અને ખુશી પડે તો ત્રણ અથવા ચાર મોબેદોને તેજ અમલનાં કામમાં સામેલ કરે. પછી છઠે દહાડે ઉપર જણાવ્યા પ્રમાણે મીનો નાવરની ખશનુમથી યજશને કરી ફારગ થઇને બન્ને મોબેદો જુદા દરૂન લઇને જુદી બાજ ઇંજે અને બાજ ઇંજી રહયા પછી તે બન્ને જણાં એક બીજાનાં દરૂનની ચાશની આંમણસાંમણ કરે એટલે તેઓ બન્ને હમકલાંમ થયા યાને તે બન્નેનો અમલ સરખો થયો. હવે એ સઘળી ક્રિયા જે મોબેદો ૭ દહાડા સુધી કરે તે જેને નામનો હેરબદ થાય છે તેને નામે કરે છે. પછી તે બન્ને મોબેદોમાંથી એક જણ યજશને કરવાના સઘળા આલાતો લઇને પરગરૂ કરે યાને યજશને બેસવાને માટે સઘળા આલાતો ગોઠવવાની ક્રિયા કરી તૈયાર રાખે. પેલા હેરબદ થનાર છોકરાને અંગોલ કરાવી સઘલાં નવાં કપડાં પેહેરાવે અને અંજુમન એકઠું થઈ દરેમેહરમાં લાવી કુશતી–પાદયાબ કરાવી પદાંન બંધાવીને પેલા નાવર પઢાવનાર મોબેદને સોંપે. પછી તે મોબેદ તેને પેહલે દહાડે જેને નામનો હેરબદ હોય તેની નૈયતે મીનો નાવરની યજશને કરાવે અને યજશનેથી ફારેગ થયા પછી તેને એલાહેદો ચોકસાઇથી બેસાડે. તે વખતે હાવન ગેહેમાં મીનો નાવરની યજશને સીવાય બીજી ક્રિયા કોઈ કરાવે નહીં. પછી ઉજીરન ગેહમાં તેને કુશતી–પાદીઆબ કરાવી તેની ફરજીઆત પઢાવી ઇંજાર પેહડાવી પદાંન બંધાવીને દરૂન લઇને મીનો નાવરની બાજ ઇંજાવે; ઇંજાવ્યા પછી તેને ખાણું ખવરાવીને મોહોડું સાફ કરાવી બાજ મુકાવે. પછી તેને દાદાર અહુરમજદની ખશનુમનથી આફરંગાંન કરાવે; એ સઘળી ક્રિયા કરતી વખતે તેની સાથવાલો મોબેદ ઘણી ચોકસાઇથી તેને સઘળી ક્રિયા દેખાડે અને પોતાની સાથે સઘળું બરાબર પઢાવે. તે પછી બીજે દહાડે સહવારનાં હાવન ગેહેમાં તેને સરોશની ખશનુમનથી યજશને દરૂન ઇંજાવે અને જમાડીને બાજ મુકાવીને સરોશનું આફરંગાંન કરાવે. બપોરના એકજ વખત જમાડે અને પાણી પાએ. તેને રાતનાં ખવાડે નહીં અને પાણી પણ પાય નહીં. તે બેસીને બંદગી કર્યા કરે અને પછી ત્રીજે દહાડે તેને સીરોજાની યજશને–બાજ ઇંજાવે અને જમાડીને પછી સીરોજાનું આફરંગાંન કરાવે. ચોથે દહાડે તેને વીસપરદની યજશને કરાવે. અને અહુરમજદ રોજની બાજ ઇંજાવે અને પછી અહુરમજદ રોજનું આફરંગાંન કરાવી તેને ઘરે લઈ જાય એટલે તે હેરબદ થયલો કહેવાય.



## ગેતી ખરીદ કરવાની ક્રિયા.

જેની નેયતે ગેતી ખરીદ કરવી હોય તેને માટે પ્રથમ બે મોબેદો દરેમેહરમાં જઈ યજશ્નેનેનાં સઘળા આલાતો સાફ કરી પવિત્ર પાણીથી ચોખ્ખાં કરી તૈયાર કરે. પછી એક મોબેદ પ્રથમ પાંચ તાએની ખુબ કરીને હમકારની ખશનુમથી દરૂન ઇજીને નવેસરથી હોમ ગાળી સઘળા આલાતો તૈયાર કરી બીજા મોબેદને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે, તે શખસ યજશનેથી ફારેગ થઈ જુદા દરૂન લઈ જુદી એલાહેદી બાજ ઇજીને ખાણું ખાય અને એલાહેદો તે યજશનેનાં અમલને પવિત્રાઇથી સંભાળી રાખે અને ખાતી પીતી વખતે જુદી બાજ ઇજીને ખાવું પીવું કરે. બીજે દહાડે સહવારના તે મોબેદ પોતાનાં અમલ સાથે નવેસરથી હોમ ગાળી સઘળા આલાતો તૈયાર કરી પોતાના સાથીને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે અને તે યજશનેનાં કામથી ફારેગ થઇને જુદા દરૂન લઇને જુદી અલાહેદી બાજ ઇજીને ખાણું ખાય. ખાતી પીતી વખતે જુદા દરૂન ઇજીને ખાવું પીવું કરે અને એ પ્રમાણે બન્ને જણા ૭ દહાડા સુધી આંમણસાંમણ ઉપર જણાવ્યા પ્રમાણે નવેસરથી દરરોજ નવો હોમ ગાળી એક બીજાને મીનો નાવરની ખશનુમનથી યજશને બેસાડે અને છઠે દહાડે યજશનેથી પરવારીને બન્ને જણાં જુદા જુદા દરૂન લઇને બાજ ઇજીને એક બીજાનાં દરૂનની ચાશની આંમણસાંમણ કરે એટલે બન્નેનો અમલ બરાબર થાય. એ પછી વખત મળે તો છઠે દહાડે સરોશની ખશનુમનથી યજશને કરીને દરૂન ઇજે અને વખત નહીં મળે તો સાતમે દહાડે સરોશની યજશને અને દરૂન ઇજે અને આઠમે દહાડે સીરોજાની યજશને કરે અને નવમે દહાડે વીસપરદની યજશની કરે અને દાદાર અહુરમજદની ખશનુમનથી દરૂન ઇજે એટલે ગેતી ખરીદની ક્રિયા સમાપ્ત થાય. અગર જો છઠે દહાડે સરોશની યજશને કરે અને સાતમે દહાડે સીરોજાની યજશને કરે અને વીસપરદની યજશને પણ કરે તો તે પણ થઇ શકે.



## હમાયશત કરવાની ક્રિયા.

હમાયશત બે તરેહની છે. એકને મ્હોટી હમાયશત કહે છે, તેમાં ૧૪૪ યજશને અને ૧૪૪ વંદીદાદ કરવામાં આવે છે અને બીજીને નહાની હમાયશત કરી કહે છે તેમાં ૧૪૪ યજશને અને ૧૨ વંદીદાદ કરવામાં આવે છે. એ હમાયશતનું કામ જલદી પુરૂં કરવું હોય તો મોબેદોની વધુ જોડ રાખીને જલદી પુરૂં કરે અને જલદી નહીં કરવી હોય તો એક અથવા બે જોડ રાખીને પુરી કરે એ સઘળું સરખુંજ છે. એ હમાયશત ઇજવાની ક્રિયા ચોક્કસ ઠરાવેલા ૧૨ ફરેશતાઓની ખશનુમનથી જેની નેયતે ઇજવી હોય તેની ઇજવામાં આવે છે. તે ૧૨ ફરેશતાઓનાં નામ નીચે મુજબ છે:— પેહલો દાદાર અહુરમજદ, બીજો તેશતર તીર, ત્રીજો ખુરશેદ, ચોથો મોહોર, પાંચમો આંવાં, છઠો આદર, સાતમો ખોરદાદ, આઠમો અમરદાદ, નવમો સંપદારમંદ, દસમો

ગોઆદ, અગીઆરમો સરોશ અને બારમો અરદાફ્રવશ યાને ફ્રવરદીન. એ પ્રમાણેના ફ્રેશતાઓની ખશનુમનથી યજશને વંદીદાદ કરવામાં આવે છે. એ દરએક ફ્રેશતાની બાર બાર યજશને કરવી જો મ્હોટી હમાયશત કરે તો જે ફ્રેશતાની બાર યજશને કરે તે ફ્રેશતાના બાર વંદીદાદ પણ સાથે દરરોજ કરવા અને નહાની હમાયશત કરે તો એક ફ્રેશતાની બાર યજશને પુરી કરીને તે ફ્રેશતાની ખશનુમનથી એક વંદીદાદ કરવો અને તેની સાથે દરરોજ જે ફ્રેશતાની ખશનુમનથી યજશને અને વંદીદાદ કરે તેની સાથે તે ફ્રેશતાની ખશનુમનથી દરૂન ઇજી આફ્રરંગાન પણ કરવું જોઇએ. એ પ્રમાણે મ્હોટી અને નાહાની હમાયશત કરવામાં આવે છે.



## જીંદેહરવાન કરવાની ક્રિયા.

જે મરદ યા ઓરત પોતાને એકલે નામે જીંદેહરવાંન કરવાના હોય તો મોબેદની એક જોડ રાખે અને જોડાંની કરવાનાં હોય તો મોબેદની બે જોડ રાખે. તે ચાર મોબેદો પેહલે દહાડે પ્રથમ અંગોળ કરી કપડાં બદલી દરેમેહેરમાં જઇ યજશનેના સઘળા આલાતો સાફ કરી ચોખ્ખાં પાણીથી પાક કરી તૈયાર કરે. પછી તેમાંના બે મોબેદો જુદા જુદા દરૂન લઇને પોતપોતાના હીંદોલા ઉપર બેસીને પાંચ તાએની ખુબ કરી નવો હોમ ગાળીને યજશનેના સઘળા આલાતો તૈયાર કરે. પછી પોતાની સાથના મોબેદને બીનો નાવરની મ્હોટી ખુબ કરવા હીંડોળા ઉપર બેસાડે અને તે યજશને પુરી કરીને ફારેગ થાય એટલે તેને મ્હોટી ખુબનો અમલ થયલો કહેવાય. પછી તે ખુબવાળો ધણી ફરીથી નવેસરથી આલાતો લઇને હોમ ગાળે અને સઘળા આલાતો તૈયાર કરીને પેલા પાંચ તાએની ખુબવાળા મોબેદને બીનો નાવરની મ્હોટી ખુબ કરવાને હીંદોળા ઉપર બેસાડે. તે યજશને પુરી કરીને ફારેગ થાય એટલે તે શખસને પણ મ્હોટી ખુબનો અમલ થયલો ગણાય. એ પ્રમાણે તે ચારે મોબેદો મ્હોટી ખુબ કરી રહીને તેમાંથી બે જણાં ફરીને પરગરૂ કરે યાને સરોશની ખશનુમનથી યજશને કરવાને માટે સઘળા આલાતો ક્રિયા કરી ગોઠવીને તૈયાર કરે અને બન્ને હીંડોળા ઉપર બેસીને જીંદેહરવાંન ઇજવું હોય તેની નૈયતે સરોશની યજશને અને દરૂન ઇજીને બાણું બાય. એ પ્રમાણે મ્હોટી ખુબનો અમલ રાખીને કાંમ કરે અને દર વખતે તેની નૈયતે પાંચ વખતની બંદગી અને ફરજીઆત ગુજારે અને પતેત કરે. એ પ્રમાણે કરવા પછી રાતના બાર કલાકે ઉઠીને સરોશની ખશનુમથી વંદીદાદ કરવા બેસે. [જો કોઇ શખસમાં વંદીદાદ કરાવવાની શકતી નહીં હોય તો ત્રણ દહાડા સરોશની ખશનુમનથી ફકત યશ્નજનેજ કરાવે અને શકતી હોય તો ત્રણ દહાડા યજશનેની સાથે વંદીદાદ પણ કરાવે તેનું મ્હોટું પુન્ય છે.] એ પ્રમાણે ત્રણ દહાડા સુધી સરોશની ખશનુમનથી યજશને વંદીદાદ કરે અને દરૂન ઇજી પાંચ ગેહમાં ફરજીઆત ગુજારી પતેત કરે અને ત્રણ દહાડા સુધી રાતનાં અઇવીસરૂથરેમ ગેહેમાં સરોશનું આફ્રરંગાંન જેમ ગુજરેલાંની નૈયતે કરે છે તેમ કરે

તથા ત્રીજે દહાડે ઘટતે વખતે ધુપ સરાવે. પછી જો વંદીદાદ કરવા હોય તો પેલા ચારે મોબેદો ત્રીજે દહાડે રાતનાં વંદીદાદ કરે અને એક પાંચમાં મોબેદને ત્રીજે દહાડે સહવારના મ્હોટી ખુબ કરાવીને ચાશની ઇજવા રાખે અને મ્હોટી ખુબ નહીં બની હોય તો તે મોબેદ પાંચ તાએની નહાની ખુબ કરીને ચાશની ઇજવા રહે, અને તે જીંદેહરવાન કરનારાઓના બે સીઆવ કરાવવા જોઇએ અને આઠ બાજ ઇજવાને માટે દરૂન કરાવવા અને તે ઉપર મેવો મુકીને ત્રીજે દહાડે રાતનાં દરેમેહેરમાં મોકલવા. પછી પેલા 'ચાર' મોબેદો વંદીદાદની ક્રિયા રાતનાં બાર કલાકે શરૂ કરે અને પેલો દરૂન ઇજવાનું કામ શરૂ કરે. અગર જો વંદીદાદ ન કરાવે તો પેલા ચાર મોબેદોમાંથી એક જણ યા બે જણ ચાશની ઇજે તે ચાશની ઇજવામાં દર એક જણની નૈયતે ચાર બાજ ઇજવામાં આવે છે. તેમાં પેહેલી રશને આસતાદની, બીજી મીનો રાંમની, ત્રીજી સરોશની અને ચોથી અરદાફ્રવશની ઇજવામાં આવે છે; અને અરદાફ્રવશની બાજ સાથે સીઆવ ઇજવો જોઇએ છે. બાજ ઇજી રહીને ચોથે દીવસની બાંમદાદે દહમ યજદની ખશનુમનથી આફ્રરંગાંન કરવું અને પેલા મોબેદો વંદીદાદની ક્રિયા કરીને ફારેગ થતાં ચોથે દહાડે અરદાફ્રવશની યજશને કરે અને અરદાફ્રવશ અને સરોશની બાજ ઇજી અરદાફ્રવશનું દહમનું અને સરોશનું આફ્રરંગાંન કરે યા બીજા પાસે કરાવે. પછી ચોથે દહાડે ખાણું પકાવી અરદાફ્રવશની ખશનુમનથી સતુમ પઢાવીને તે કામ કરનાર મોબેદોને ચાશની કરાવે એટલે તે જીંદેહરવાંનનું કામ સમાપ્ત થયલું ગણાય.

હવે જે માનસ ગુજરે છે તેની નૈયતે જે ચાર દહાડા ક્રિયા કરવામાં આવે છે તે પણ એજ રીતે છે. દરેક ભણતરમાં જીંદેહરવાનની ક્રિયામાં નામ દેતી વખતે "**જીંદેહ રવાન** (ફલાન-ફલાન) **અએદર યાદ બાદ અથવા ઐરસાદ**" ભણવામાં આવે છે, જ્યારે ગુજરેલાંઓનાં ક્રિયાકામનાં ભણતરમાં "(ફલાંન-ફલાંન) **અએદર યાદ બાદ અનોશેહે રવાન રવાંની**" કરી ભણવામાં આવે છે તે ઉપરાંત ફકત વધુ તફાવત એટલો છે કે ગુજરનાર માણસની ત્રણ દહાડાની ક્રિયામાં **અહુમાઇ રએશચ** અને **કેરેફ્રેહ મોજદ** પઢતા નથી અને **જસ મે અવંઘહે મજદમાં રાંમનો ખાસતરહે** એ પદ આવે છે તે પઢતા નથી. અને ત્રીજે દહાડે રાતનાં મીનો રામની ખશનુમન પઢતા નથી પણ **વયઓશ ઉપરો-કઇરયેહે તરધાતો અનયાઇશ દામાંન, અએતત તે વયો, યત તે અસતી સપેનતો મઇનયઓમ** એટલાં પદ પઢે છે. એ શિવાંય ગુજરેલાંની અને જીવતાંની ત્રણ દહાડાની ક્રિયામાં કશો તફાવત નથી અને જેમ ગુજરેલાંની વરશ દહાડાની સઘળી ક્રિયા કરે છે તેમ જીંદેહરવાંનની ક્રિયા કરે તો સવાબ છે.

